# બરાસ કસ્તુરી નાટકના
# ગાયનો.


રચનાર.

બદ્રસ કંપનીના મેનેજર જે. એમ. પંડયા.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

બુકસેલર પબ્લીસર ભગુભાઇ પ્રેમચંદ

એન્ડ. કો

મુ૦ ખંભાયત.





અમદાવાદ.

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમા છાપ્યા.

સન ૧૮૯૨ સંવત ૧૯૪૮

કિંમત ૨ આના.

# બરાસ કસ્તુરી નાટકના ગાયનો.

રાગ કલ્યાણ

પાત્રો—શ્રી મધુ સુદન પ્રભુ મુક્તિયો આનંદ,

નિનયતાથી આપને નમન કરૂ હુ જન—ટેક

જંબુદ્વિપના ભરત ક્ષેત્રમા પુર્વપુરી અનુસાર,

કોસંબાનગરી કહીયે જ્યા ચીત્રસેનનુ રાજ,

બત્રીસ લક્ષણો બરાસકુવર ચીત્રસેનનો તન,

રુપુસેનની પુત્રી વરવા તેનુ લાગ્યુ મન

અલખ અગોચર અકલ કળાથી મેળવી સુદરનાર,

તેનુ નાટક ભજવુ આજે, સૌ જાણે સંસાર,

દિનાનાથ દયાળદામોદર, નોધારા આધાર,

પ્રેમસુત ભગુ નમન કરૂછુ ઉતારો ભવપાર

( સાહસ કામ અયોગ્ય કહીયો ) એ રાહ.

જોગી—કોનશીરે કહો જંગલ અમેરે, જીન્દગી જોખમ કરનેકુ રે,—ટેક

જંગલ જગકે વિકટહએ ભારી, આવી સકેકો મનુષ નહીરે

ઈંદ્ર અપસરા હુકમ ન કોઈકો (૨) એસા પરાક્રમ મેરા અ

આપસે મેરે ભસ્મ કરૂમે, જીવી શકેકો નહી આ

કોન જોધા આયા કીધરસે (૨) આયકે ગોલી

( ગયો પુત્ર આજ રીસાઇને તવકૃત્યથી સઠભામની ) એ રાહ

બન્યે—અએ જોગીરાજ ક્ષમા કરો મુજ ભુલ એ મીથ્યા થઇ,
મુજભુલ એ મીથ્યા થઈ વળી જોખમે જીન્દગી અઇ—ટેક
હું રંકરાંક રખડીયો, જોગી જતીયોને કનડીયો,
પણ સર્વે કામો વિસારીને આપો દાન મુજને જીવત અહી—
જોગીરાજ

( અરે ઓભાઇ સાચવ્યો મુજપ્યાર ) એ રાહ

બરાસ—અરે ઓભાઇ ઘેર હવે તું સીધાર (૨)
મેળવનારો આપણો કીરતાર—ટેક
જંગલ જંગલ ભટકી ભટકી,
ખોળી લાવું એ નાર—અરેઓ

( શુ ગેનમાં ઘેરાયો રાજા ) એ રાહ

દેવ—નકર ફીકર અધીપતિ તું થાશે તારૂ કામ,
જશો કપુર સભાવતિનુ જ્યા ખરૂછે ગામ,
દિવસ ચોથે આવશે, આશાપુરી મુકામ,
સુખી થશો તમોય ત્યા જાઓ સરવ તમામ,
કપુર સભાવતિ જડશે ત્યા ગયેથી બાળ,
નક્કી તમો સુખી થશો ત્યા જાઓને તતકાળ

માલીની છંદ

વકટ જંગલ માહી કોતણો નદી વાસે,

જરૂર કોણ એ આવ્યું, પ્રીતથી મુજ પાસે,
અરે આશ્ચર્ય કે એવુ, નદેખુ અરણ્યકો,
ખસુસ ખચીત મારૂ કામ સીદ્ધ થશેનો

---

( રાજા હુમે કોમકા ) એરાહ

બરાસ—કહો ભાઇ આ દેશ કયોને શુ છે નગ્રનુ નામ,
રાજા યાનો કોણ છે કહો મળવાની મુજ હામ

---

ગુણસ્વ૦—કેમ અરે બોલે નહિ તુ ગામ તણા દરવાન,
આ નગરીનુ નામ શુ ને કોણ છે રાજાન?
બોલે નહી શાકારણે તુ મહોડેથી એક વાણુ,
મુઢમતી કેમ તે કરી કે જીભ તણી તુજ તાણુ—

---

દોહરો.

બરાસ—ગુણ સ્વભાન તુજ ગુણમા ખોડ નહીકો લગાર,
મુખ થકી બોને નહી કહો કોણ તણો એ પ્રકાર—?
ગુણસ્વભાવ—બત્રીણુ લક્ષણા બરાસજી બુદ્ધિસાગર સાર,
રાજસભા જોયા પછી આપણુ કરીયે વિચાર

---

( રાજા હુમે કોનકા ) એરાહ.

દેવધર—કહો [illegible] તમે કોણ છો ને કોણ તમારૂ ના
ક્ષ[illegible] કહો ક્યાં કર્યો મુકામ?

કોણ દેશના રાજવી ને શુ છે તમારે કાજ?
નગ્ર છોડી આપતુ ને કેમ નીકળીયા આજ?

---

રાગ ઉપરનો.

બરાસ—રાજ્યાધીપતી વિનવુ હુ મહોડેથી આજ,
કોસબા નગરી તણા કહેવાઇયે અમો રાજ,
બરાસ નામ છે માયરૂ હુ ચીત્રસેનનો તન,
પ્રધાન મીત્ર આ માયરો હુ સત્ય કહુછુ વચન
એક દીવસ બને હમો નીકળીયા સીકાર,
ગોફણ લત લાગી મુને તે થયો હાહાકાર,
ગોળો લાગ્યો જોગીને એક કરતો તપ જ્યા વન,
રૂધીર નીકળ્યુ એહને અમો કરવા લાગ્યા રૂદન
કળપાતે ઘણુ જોઇને જોગી બોલ્યા તે વાર,
જો જોર એવડુ દીલ ધરોતો લાઓ કસ્તુરાવતી નાર;
કપુર સભાવતી દેશ છે જ્યા કપુરસેન રાજન
એક પુત્રી છે એહને, લાવો એહ રૂપ રતન
એવુ સુણીને ચાલીયા, અમો બને રાનની માય,
ત્રણ પુરૂષો આવીયા સ્વપ્ના અમારા માંય;
બોલ્યા આજથી આવશે ચોથે દીવસે તમામ,
સુખ ઘણેરૂ પામશો જાવ આશાપુરી છે ગામ
ત્યાથી ઉઠી અમો આવીયા આજ ની
આપ તણુ વરતાત કહોને, ત્યાં અમ

(ફગનના મોજ કરસે સરક ગયોરે )એરાહ.

દોહરો—પ્રીય મીત્રો મારી વાત કહું ધ્યાન ધરોરે,-ટેક
અમો સોરઠ દેશ રહેનારા, બધુ બને સુખારા,
નહી પૈસાની કમાઇરે દીલગીર તેથી મન માંઈરે,
એક હંસ બનાવ્યો કળાથી જે કાષ્ટ તણોરે—પ્રીયમીત્ર૦
તેમા સચારી દોરી પાખે રાખી એ પહોળી,
ઉડી આકાશે જઇ તે અડે રે ખજાનો તે ખાલી કરેરે,
રાજાનો ખાલી કીધો ખજાનો સા ઘણોરે—પ્રીયમીત્ર૦
બહુ યુક્તિયો ઘણી કીધી ખજાનચીયે ખોળ લીધી,
પકડ ગયો તે સાઇરે દોરી તુટી થાઇરે,
અમો બને બીન્હયા રાજા તણે ક્રોધે મરોરે—પ્રીયમીત્ર૦
આવ્યા જંગલ છે જ્યાઇ ત્રણ પુરૂષ દીઠાઈ,
સઘળી બીના સમજાવીરે અહી કોઈ નહી રાજાઈરે,
આ કાષ્ટ તણા તો બનાવ્યા મે વનચરોરે—પ્રીયમીત્ર૦
ભાઇ જુદા છે મારાથી, પતો નવરસ બારથી,
તેથી દીલગીર હું મન માંઈરે ને દેખુ મનુષ્યકો થાઇરે,
આજ તમને જોઇ હર્ષ વધ્યો છે મુજને ખરોરે—પ્રીયમીત્ર૦

---

(દાવરે સમદ ) એરાહ.

[illegible]—અરે ઇશ્વરા સમર્થ મ દ મદદ મદદ,
સાંભળો ને શેવકો તણી તમે કદદ, ।૪।

આશ અમારી પુરી કરજો વારે થઈ તરત,
પરમાત્મા પરબ્રમ પ્રભુ આફત કર મારી ૨૬

---

## માલીની છંદ.

બરાસ—કપટ કરશુભાઈ, જો કદી આપણે તો,
ખચીત મળશે પ્યારી દીલ તેમા હશે તો,
વિનય વિકટ બધુના ખરે યાહી ચાલે,
ખચીત તેથી ધરવો જોગીનો વેશ ફાવે

---

## ( અએ કાશગમ મેરાકબી ) એરાહ.

બરાસ—અયે હસાનાર માહરી હું ખોલુ કયા તુને,
ભુલાવ્યો કેમ ભામની તુ કયા મળે મુને ટેક
છોડીને મુજને કયા ગઇ એ હસામારી નાર,
હસામો હસામાહરી તુવિના ન સસાર હસા૦
ગલી કુચીને ગામ શહેર ખોળી મે તુને,
જગલે જગલ ભટકી થાક્યો ના મળી મુને હસા૦

---

## ( અહો પ્યારી પુરહુ ચકચુરહુ તુજ પ્યારમાં ) એરાહ.

ની—અરે દાસી પુછીજોને ફકીર એનો કોણછે ટેક.
જાને એને શાની અપીક્ષા, ( ૨ )
( હસા હસા, એને શુ એધાણ છે અરે૦

---

( છોરી બામનકી ) એ રાહ.

દાસી—અએ શાણાઓ ફકીર, દીલ તમારૂ દુબળુ શા કારણછો દીલગીર
શુ લવો હસા હસા કોણ હતી તમારી,
જે ઇચ્છા હોય કહી દયો અમને અયે કમડળ ધારી 'અએ.

---

( મુજ ઉપર ગુજરી પીતા પાદશા જાણી )એ રાહ.

કસ્તુરાવતી—મા દીલમે મારા મન થયુ વરવાને,
તમે કરજો તૈયારી લગન કરવાને
મા પુર્વે જન્મનો પતિ મળ્યો છે મારો,
છે રાજકુવર તેજસ્વી સુશોભીત સારો,
જ્યા પુર્વ દેશમા કોસબાનગરી છે,
તે ચીત્રસેનનો તન નજરતો ઠરી છે

---

એણે મુકામ કીધો માલણ કેરે હાટે,
બીજો વજીર કુમાર તેહની સાથે,
જુજ ઠેકાણુ મે કહ્યુ કરો તૈયારી,
મુજ પીતાને જઇ કહો માત અયેમારી

---

રાગ સહર.

[illegible]તી—અરે આનદ વાધ્યો મુજને મારી ધીડી,
[illegible]જ પીતાને સમજાવુ યાઇથી હીડી,
[illegible]ખ્યો ઉમમ, અમને બેહેન બોધ તારાથી

તારા પીતાને જઇ કહીયે, ચલોને યાથી

( લાઈ બહાર બાગમે ) એ રાહ.

કચનીઓ—આઇ ખુશીથી નાચવા હુ સભામે સકોદરા,
બહેક બહેક બહેકી રહ્યા ગુલાબ ચપા મોગરા
આસપાસ પ્રજા સર્વ પ્રધાને બેઠા હુવા
રગ ભરા ચમન આજ બોત એ ખીલા હુવા,
રાજ આસને ચડી કપુરસેન બેઠા હવે
નાચ ગાન તાન હુવા લાલ જાન તાનહે
જોઇ સહુ રાજ સભા ખુશી મગનમેજ હુઇ.
અએ પ્રભુ તુ મહેર કર સાહે થાજે તુઇ તુઇ

( અરેદેવ કરકસ્ત બેકાદકા ) એ રાહ.

કપુરસેન—સુણો સારધર અયે મારા પ્રધાન
થયુ દીલ પુત્રીતુ વરવા નીશાન
લઇ સેન્ય જાવોને માટે તમે,
ફકીર માળી વાસે જે ગામે ભમે
અહો મેધાડમર વાજા વળી,
ચઢી રાજલે બાસ ચપાકળી
નહી વખ્ત જાવા ઘા ફોગટ યાય,
ાક'ઇ તર્ત લાવોને સભાની માય

( પીલુ—દીપચદી )

બરાસ—ચદ્રવદનની ચતુરાતું પ્યારી, દીયોજાન દીલદાર હમારી ટેક
દુખસુખ માહીં આપે દિલાશો, કાન્તા શાન્તા કરનારી તુસારી ચદ્ર ૧
મધુર વચન તુજ વાક્યો સુણતા, મીઠાશ ઉપજે મનમાની ઓનારીચદ્ર ૨
આનદ અંગે અતી ઉભરાવી, પ્યારી પ્રેમ પુરો દીશે હમારી ચદ્ર ૩
સસાર સઘળુ બાગ સુદરતા, સરસ સાહેલી શોભે તમારી ચદ્ર ૪
કરી હાસ્ય અગે વીનોદી વચનો, પુષ્પ મુખે ઝરતા પ્રીયા તમારી ચદ્ર ૫
આનદઅંગે વળીરાગરગે, કહે ભગુ નારોપીતમ લચ્ચ્યોધારી ચદ્ર ૬

---

( બચેતલ સનમકો છોડકેકા બેકુ જાઇગે ) એરાહ.

પ્રધાંન—જઈ તરત હુ તેડી લાવુ અયેમારા સરદાર,
સેના સમ્થે લઇને જાવુ માળીને દુવાર,
મેધાડમરને સાજ સર્વરાજ સુખપાલ,
જમાઇ લેવા જાઉ છુ એ મહારાજા હુ હાલ

---

( ચદર મુખ મૃગનેણી અયે વદીયે પરી ) એ રાહ.

સાહેલીયો—ચદર મુખ મૃગનેણી અયે કસ્તુગ પરી,
પામી લગન પતી બરાસરાયથી ખરી—ટેક
સાદી તહારી સૌ સહોદર દેખતા અરી,
ચિત્રસેન કુવરરાય બરાસથી કરી,
આવી સખીયો તુજ આધીને સીરપર જરી,
તનથી મનથી ધનથી આબાદાન રહો સદા
રાખમાન ફીકર જરા, દીલમે અરા આશીસે

રાગ—શીયાનો કનરો.

અરાસ – તારૂણી તરાયા તું સ્નેહથી પ્યારી નેણમૃગાક્ષી કળાતુંજ ન્યારી
શોભીત વદની પ્યારી લલીતા, ચંદ્ર પ્રભાતુ છયે ઝબકારી,
તત્પર થાવુ તરૂણી હવે તે દેશ છે મારામા જાવુયે નારી,
બાપને માય અરે પ્રીય મારા, મુજવિના દુખ પામશે
———— ભારી—નેણુ તારૂ

બનજારો.

અરાસ—દીન બંધુ દયાળ દુલારી, પ્રભુ સહ કરોને અમારી,—ટેક
ભવદુખ ભજન ભગવાન, તુહી તુહી કૃપા નીધાન,
આ ભર દરીયે દુખ ભારી,—પ્રભુ સાહ૦
તે સલ્યાને હલ્યા કીધી, દ્રુપદિને ધીરજ દીધી,
સંખ ગદા પદ્મ ચક્ર ધારી—પ્રભુ સાહ૦
તે નૃસીંહ દેહજ ધાર્યો, અણોક્ષય પાપી માર્યો,
પ્રહ્લાદની વારે મુરારી—પ્રભુ સાહ૦
રોહીદાસને તારામતિ હરીશ્ચંદ્રતણી સાહ કૃતી,
કરો બચાવ મારો મુરારી—પ્રભુ સાહ

————

(મારા પથી તે રામ પ્રણામરે) એ રાહ.

મ્હારા વહાલા સહોદર આજરે કહુ વાત દુભાગી,
૧ વચન કહુછુ આજરે, દુખ પડીયુ છે ભારી-
સભાવતી દેશડોરે કપુરસેન રાજન,
કપુરા તેહનીરે તેહતણી હુ તનરે મારા૦

નામ છે કસ્તુરા માહરૂરે લાડકવાઇ અપાર,
બાપને હુ વહાલી ઘણી મુને બહુ લડાવે લાડરે—મારા૦
ચોળી સવાસેર કસ્તુરીરે, નીતદીન હુનો નાહુ,
પરણવાનુ પીતા કહે પણ દીલમા હુ નવ ચહાઉર,-મારા૦
જ્ઞાન પુરવનુ મુજનેરે, તે મળીયો ભરથાર,
ચીત્રસેન રાજા તણો તે બગાસ નામે કુમારરે—મારા૦
પરણ્યો તે પ્રીતથીરે, સાસરે જતી હુ સાર,
હતુ વિમાન તે ભાગી પડીયુ, ભરદરીયામોઝાર, મારા૦
તે કથ અને હું કામનીરે પડ્યા અરણ્યવનીર,
સ્વામી થયો મહારો દુ ખીયોરે જે હતો બાવનવીરરે મારા૦
મુને ભાન મારૂ નથી જે કયાથી આવી આ ઠામ,
કોણ આ દેશ કોણ રાજવી તમો શુ છે તમારૂ નામરે મારા૦

---

સર્વે—અરે શાણી શાને વિલાપ કરેછે, ટેક

સુખને દુ ખ તો સૌને પડે છે
તુંનો શાને મુઝાઇ મરેછે અરે તુ બેન૦ અરે
ધીરજ ધરને શાણી સલુણા,
શાને દીલ ગુચાવી રડે છે અરેતુ શાને૦
કાલે સવારે આવશે સ્વામી,
શાને ડીલ મુજાવી ડરે છે, અરેતુ શા૦

---

## ( મેરા નસીબ હે સે ગયા ) એ રાહ.

### લાવણી

ગુણસ્વભાવ—અરે ભાઇ તમે કયા ગયા કેમ છોડાવ્યો મુજથી પ્યાર,
વિખુટા કયા પડ્યા અરે.
ઘડી ઘડી પર આપણ જોડે સાથે આવ્યાતા
પરમાત્માની સ્તુતી કરવા દીલ ઠસાવ્યાતા
તેઇ વિચારો દીલના દીલમા આપણ રહી ગયા,
બધુ તમારી ભાળમા નીકળ્યો કહો હશો તમે ક્યાંય
કેમ આવી ન મુજપર દયા મળ્યા પછી તમોને નાર,
વિખુટા કયા પડ્યા અરે ભાઇ,

---

## ( ઘરસે થાંકોન ખુદાકે લીયે લાયા મુજકુ ) એ રાહ

કસ્તુ૦—અરે ઓ પ્રાણનાથ વાત સુણો સત્ય કહુ,
છે નારી બન વિશેષ પુરૂષમાન લેશલહુ
જોનારી ચહાય તેનો મન કામ સીધ કરે,
પુરૂષ અવસ્થા છે અર્ધ એકે નવસરે,
ધાર્યું દીલ માગ આજના જવાય સ્વામી,
જવાને મે ન દીધા રાજ સભામાય કામી.
માટે છે, ચતુર જાણુ સરવ કર્તા જાત નારી,
ય સર્વે પરમાણુ અગનાન ભારી
રાજતસીરાજ પુત્ર આપ સારા,
હસા હસા કરતા કર્યા કામ મારા,

જેમ હંસ આગળ કાગ જરા તોલ નાવે,
તેમ અસ્ત્રી આગળ પુરૂષ તે પ્રમાણે કાવે
માટે નારી આગળ નરનુ શુ જોર ચાલે,
જેમ કેદખાનામાંહે રહો ચોર મહાલે,
તેથી નારીથી તો પુરૂષ સર્વે નીચયે જાણો,
પરંતુ નરથી ન નારી કોઇ પરમાણો,
સાત સમુદ્રો માટા એકદમ તરીયા સહી,
પીસાચ વાટે ગયા માટે નારી મહોટી કહી

---

રાગ મજકુર

બારાસ—હમણા હર્વમાંઇ હાણુ થાશે અયેનારી
નરનારીની ઉત્પતી, નરથી છે પ્યારી,
નરવીના નારી અલ્પમતી શુય કરે,
આખા જગતમાંહ નારી નરને આશરે,
માટે છાની રહે લાબી વાત લાવ્ય ન મન,
હાંસી માંહ કોઇનુ થાશે અકીવીધન

---

( સ્રીયોકુ મનવા ધીક ધીક હે. ) એરાગ
બારાસ—સ્રીયોને ભાઇ ધીક ધીક છે
સંસારમા અધીક શુ છે          સ્રીયો
જેને સારૂ મે ઘરબારો,
છોડી દીધા એ અધીક છે.          સ્રીયો

સંસાર સાગર ડુબવું તે,
આમ કરે તેને ઠીક છે — સ્ત્રીયોને
કામીજનો તે કાન ન ધરે
આખરે તે તો વિખ છે — સ્ત્રીયોને
જેને સારૂ હું જંગલ રખડયો,
તે કહે પુરૂષોને ધીક છે — સ્ત્રીયોને
પરંતુ નારીના મોહથી બચવું,
એ તો મો મુસકીલ છે — સ્ત્રીયોને

---

## ( ક્યાં ચોરો પેદા ગધરૂ ત્યારે ) એરાહ.

કસ્તુરી૦—ક્યા પ્રીતમ મારા ગયા પ્યારે, મુને નડીયા કરમ મુજ પાપ—ટેક
વિઘન પાડયું આપન આપના તેથી નીપજ્યું દુઃખ ઉતાપના,
હતી હું પ્યારી તે થઇ દુશ્મન, સ્ત્રીયોની બુદ્ધ ધીક્કારે—ક્યા

---

## ( અએ જંગલ જોગી ચરણ પડુ ) એરાહ.

ની૦—અરે પ્રીતમ મારા મુકીને મુજને કેણી તરફ ચાલ્યા !
અઘોર જંગલમાં, એ રસ્તા. ક્યા—અ
ચુકી અભાગણી, પ્રભુ દુઃખો બહુ આલ્યાં,
કઠણ કાયા, હું ક્યાં ? યા આકરમ૦

---

ગજલ. *

( અહી ઓળખુ નહી કોઈને ક્યાંથી દઉ જામીન )એરાહ.

બરાસ—અરે બંધુ મુજને વિપતીયો પડી છે સુણને કાન,
પ્રાણ મારા ગયા, હતા પ્રભુએ દીધી એંધાણ અરે૦
નાખ્યો દોરો હીરનો પંખી બન્યો હુ ત્યાય,
તે થકી બંધ ઉડીયો આંકાશે લઈને પ્રાણ અરે૦
થોડે દીવસે નૌકા આવ્યુ બેઠી જેમા નાર,
ધજા ફરકે તેનાપર થઇ મે કર્યુ રેઠાણ અરે૦
પકડયો નારીએ મુજને દોરી છુડાવી ત્યાય,
મુળ રૂપે ત્યા પ્રગટીયો ભાઇ સુણને જાણ અરે૦
નારી એતો માહરી કપુરસેનની તે બાળ,
બને ગયા પછી શહેરમા ભાઈ કહુ શુ પ્રમાણ અરે૦
થોડે દીવસે બોલી પીયુ નરથી ભ્રષ્ટ નાર,
નર ધીકાર્યા માટે શબ્દો એના લાગ્યા મુજને બાણ અ૦
આખર ઉંઘતી મુકીને હુ આવીયો મધરાત,
મળવાનુ તુજને મન મે કર્યુ હતુ નીરવાણ અરે૦

---

( પ્રભુ લે ઉગારી )એરાહ.

કસ્તુરી૦—પ્રભુએ મુરારી મે દાસ તાહારી
હવે સાહેયા મહારી, કરૂ હુ વિનતી પ્રભુ
પતિ નાહી મળશે તો ન પ્રાણ બળશે,
અરે જાન જળશે ધરૂ ધ્યાન પતિ પ્ર

( ક્રોધ કરો ના અએ ભુપાળો ) એ ગઝલ.

બાગસ—ફીકર કરના અયે તુ નારી,
મુજમન દીલમા કાંઈ નહીરે ફીકર૦
ઈશ્વર સાહે થયા મુરાગી,
સર્વેને મેળવ્યા છે યાહીરે ફીકર૦
હવે ચલોને જઈયે વિદેશમા,
મામાપો છે મારા જ્યાઈરે ફીકર૦

---

( લુસીનીળ ) રાગ.

જોગો—સબર સબર સબર અયે પાટવિ કુવર,
સાભળી હુ સુખ પામ્યો તાહરી ખબર,
દુનીયામા નામ કાડયુ છે તુનો જબર,
આશીરવાદ માહરો છે જોડુ રહો અમર



